॥ ॐ ॥

॥ श्री परमात्मने नमः ॥

# સતી પદ્મિની

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

અમદાવાદ.

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા "રાંદેર"
પ્રિન્ટિંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી

કીંમત રૂ. ૦-૨-૦

શ્રી નવીન

# સતી પદ્મિની

## નાટકનાં ગાયનો.



શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત

### શ્રી દેશી નાટક સમાજ માટે


રચનાર

મરહુમ સાક્ષર શ્રી ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી





છપાવી પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળાશાજી.

હાલ મુકામ-પ્રીન્સેસ થીએટરમાં-સુરત.

આવૃત્તિ પાંચમી | પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૨ | સને ૧૯૧૬




કિમ્મત રૂા. ૦-૨-૦ ( બે આના. )

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા ધી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

શ્રી શાન્તિનાથાય નમઃ

શ્રી નવીન.

# " સતી પદ્મિની "

## નાટકનો ટુંકસાર.



### અંક ૧ લો.

#### મંગળાચરણ.

**પ્રવેશ ૧ લો**–દિલ્લીમાં બાદશાહ અલ્લાઉદીનનો બગીચો, સાહેલીઓ સાથે સુલતાના બેગમનું હાસ્ય વિનોદ, બેગમનો આશક મુફ્લીસખાન છુપાતો લપાતો બગીચામાં આવે છે. એકાએક બાદશાહનું આવવું, બેગમનું યુકિતથી શાહ આગળ નિષ્કલંક થવું, મુફ્લીસખાનને ગરદન મારવાનો હુકમ, બાદશાહની બેગમ પાસે પદ્મિનીની તસ્વીરની માગણી, તસ્વીર જોઈ પદ્મિની પર આશક. પદ્મિનીને બેગમ બનાવવાનો નિશ્ચય, બેગમનું સમજાવવું.

**પ્રવેશ ૨ જો**–મુફ્લીસનખાન તથા ગરદન મારનાર સિપાઈઓ. મુફ્લીસખાનનો પસ્તાવો, સિપાઇઓની નેક શીખામણ, બેગમનું છુપા વેષમાં આવવું, સિપાઇઓને લાંચ, મુફ્લીસખાનનો બચાવ,

મેવાડમાં જઈ ગુપ્ત વેષે રહેવા ભલામણ, પોતે પાછળ આવવાનું વચન આપે છે. મુફલીસખાન ચિતોડ તરફ રવાના.

**પ્રવેશ ૩ જો**–ચિતોડમાં રાણા લખમસિંહની કચેરી. રાણો પોતાના કાકા ભીમસીંહ તથા પટાવતો પાસે બાદશાહ પદ્મિનીની માંગણી કરે છે, એવું જાહેર કરે છે. શુરા સામંતોનું શુર, બાદશાહનો મોકલેલો સરદાર સાલરજંગ, કચેરીમાં પદ્મિનીની માગણી, રાણાનો તિરસ્કાર, છેવટે કાચમાં પદ્મિનીનું મોઢું દેખાડીશું એવો ભીમસીંહનો સરદારને જવાબ. શુરવીર વિજયસીંહ વિરૂદ્ધ અને ભવિષ્ય વચન.

**પ્રવેશ ૪ થો**–ચિતોડની હદમાં આવી પહોંચેલો મુફલીસખાન. બેગમે મોકલેલા નોકર ફતેઉલ્લાની રાહ જોવી, ફતેઉલ્લાનું આવવું. બન્નેનો હિંદવાઈ પોષાક ધારણ કરી રાણાના પુરોહિત પાસે મંદિરમાં જવા નિશ્ચય, છાવણીમાંથી ફરવા નીકળેલા બાદશાહ અને સરદાર સાલારજંગ; બાદશાહ પદ્મિનીના પ્રેમમાં અંધ, રજપુતોની ચાલાકી અને શુરાતનના સરદારને મોઢેથી વખાણ. બાદશાહનો અંહકારી જવાબ, મોઢું જોવા જવા ઠરાવ.

**પ્રવેશ ૫ મો**–રાજમહેલ, કમલા સાહેલીઓ સાથે ગરબો, પદ્મિની તથા લખમસિંહની રાણી, પાછળથી ભીમસીંહ તથા રજપુત મંડળ; બાદશાહનું આવવું, વિજય, અજીતની ઓળખાણ, પદ્મિનીનું પ્રતિબીંબ, બાદશાહનું મોહિત થવું, શુરાઓથી બાદશાહની મશ્કરી, બાદશાહનું મનમાં ગુસ્સે થઇ લાચાર થવું, વિજય તથા કમળાનું પ્રથમ પ્રેમદર્શન.

**પ્રવેશ ૬ ઠો**–ભીમસીંહનું છાવણી સુધી બાદશાહને વળાવવા જવું, કપટથી ભીમસીંહને કેદ, છુટકારામાં પદ્મિનીની માગણી, ભીમસીંહનો બાદશાહને તિરસ્કાર ને ફીટકાર.

**પ્રવેશ ૭ મો**–રાણો લખમસીંહ અને રણધીર, ભીમસીંહના કેદ થયાની ખબર, વિજયનું આવવું, પાછળથી પદ્મિની, રજપૂતોને ઠપકો, પદ્મિની આવે છે, એમ કહેવરાવી મ્યાનામાં રજપૂતો ગોઠવી બાદશાહ પાસે મોકલવા રણધીરનો સંકેત; દગાને દગાથીજ નસીયત.

**પ્રવેશ ૮ મો**–ચિતોડની સરહદપર છાવણી નાંખી પડેલો બાદશાહ અલ્લાઉદ્દીન, પોતાના સરદાર સાલારજંગ સાથે સલાહ, નાચરંગ. બાજુપર બાંધેલા રાણા ભીમસીંહનો અફસોસ, સરદાર સાથે પદ્મિની સંબંધી વાતચીત, સુલતાના બેગમનું આવવું, પદ્મિનીના સ્વરૂપનું વિવેચન, બેગમની લાચારી, બાદશાહનો બેગમ તરફ તિરસ્કાર, પદ્મિની મ્યાના સહિત આવી પહોંચ્યાના સમાચાર, અલ્લાઉદ્દીન ઇશ્કમાં આંધળો, મ્યાનામાંથી પદ્મિનીને બદલે બહાદુર રજપૂતો, લડાઈ, રજપૂતોનું ભીમસીંહને છોડાવી પુલપરથી પસાર થવું, એકદમ રજપૂતોની પુંઠ પકડવા તથા પુલ તોડવા અલ્લાઉદીનના લશ્કરને હુકમ. તોપથી પુલનો નાશ. બેગમ રજપૂતોને હાથે કેદ, અંતે સત્યનો વિજય.

**ડ્રોપ.**

# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**–પ્રપંચી ભૈરવાચાર્ય બાદશાહ પાસે મોકલેલા પોતાના શિષ્ય ઉલ્લુશંકર ઉર્ફે ફતેઉલ્લાની રાહ જોતો–ઉલ્લુશંકરનું આવવું, બાદશાહનો જવાબ, ઓચ્છવ સાથે હોમ કરવાની રાણા તરફથી વરદી, પાખંડીનો પ્રપંચી ઠરાવ.

**પ્રવેશ ૨ જો**–સ્મશાનમાં શાંતિ મેળવવા નીકળેલો રાણો. ગેબી અવાજ, કૃત્રીમ દેવીનું દર્શન, અલૌકીક દેવવાણી, સંશય યુકત રાણો, રણધીરનો અભિપ્રાય લેવા વિચાર, ભૈરવાચાર્ય પાસે જવા ઠરાવ.

**પ્રવેશ ૩ જો**–ભૈરવાચાર્ય, રાણો અને રણધીર, દેવવાણીનો ખુલાસો, કમળ નામે કમળાનું બળીદાન, રાણો મુર્છાગત, રણધીર સ્વદેશ સેવામાં દ્રઢ, રાણો કન્યાના બળીદાન માટે દીલગીર, રણધીરનો પ્રજા પ્રત્યેનો ધર્મ, રાણાનું ડગમગતું ચિત્ત સ્થિર, કમળાને ચિતોડથી બોલાવવા ઠરાવ.

**પ્રવેશ ૪ થો**–પ્રેમઘેલી કમળા, સાહેલીઓ સાથે વાર્તાવિનોદ, પાછળથી રાણા તરફથી તેડવા આવેલા સુરદાસ સાથે રાણીનું આવવું. કમળાને લગનની ખુશખબર, લગ્ન માટે છાવણી તરફ જવા સજ્જ થવા રાણીની કમળાને આજ્ઞા. સાહેલીઓની કમળા પ્રત્યે નિર્દોષ મશ્કરી.

**પ્રવેશ ૫ મો**–ઇશ્કના આજારમાં મહોબતના બજારમાં ભમતી બેગમ આશકની યાદમાં, અચાનક યારનો મેળાપ, પ્રેમમાં પુજો પરસ્પર ખુની ધમકી.

**પ્રવેશ ૬ ઠો**–છાવણી. કમળા પરણવાના ઉમંગમાં, પાછળથી રાણી મંદિરમાંથી રાણા તરફથી તેડવા આવેલ રામદાસ, બળીદાનનો ખુલાસો, ક્રોધાવેષમાં રાણાનું આવવું, રાણી સાથે રકઝક, શુરી ક્ષત્રાણી પોતાની કન્યા કમળાના બચાવ માટે બેધડક, રાણો દિંગમુઢ, પાછળથી વિજયસિંહ સસરા જમાઈનું વાગયુદ્ધ, પરસ્પર સખત અપમાન; વિજયની મગરૂરી તોડવા રાણી તથા કમળાને ચિતોડ પાછા મોકલી દેવા રાણાનો નિશ્ચય. એકાએક રણધીરનું લશ્કર સાથે આવવું, બળીદાન માટે કમળાનો અટકાવ, રાણો વિસ્મય, ટેબ્લો—

**પ્રવેશ ૭ મો**–વિજય. રજપૂતોની અંધ શ્રદ્ધા માટે અફસોસમાં પોતાના પ્રેમપાત્રને બચાવવાના વિચારમાં એટલામાં વેરની આગમાં ધુંધવાતી બેગમનું આવવું, ભૈરવાચાર્ય પુજારીનું પોગળ, વિજય સંશયયુક્ત, ભૈરવાચાર્યનો કાગળ લઈ દિલ્લી તરફ જતા ફતેઉલ્લાનું વિજયના હાથમાં સપડાવું, કાગળની બીનાથી ભૈરવાચાર્યનું ભોપાળું. ફતેઉલ્લાને બંધીવાન કરી બેગમ સાથે વિજયનું મંદિર તરફ કમળાને બચાવવા જવું.

**પ્રવેશ ૮ મો**–દેવીમંદિર. ચતુર્ભુજા દેવી આગળ યજ્ઞ હોમ, બળીદાનની ઉતાવળ, રાણાની હઠ, આંખે પાટા, અચાનક, વિજય, કમળાનો બચાવ, રણધીર પ્રતિપક્ષ, વિધર્મી ભૈરવાચાર્યનો ભેદ ખુલ્લો, મોતની અણી ઉપર આવેલ ભૈરવાચાર્યના હાથે બેગમનું ખુન, ખુની ભૈરવાચાર્યનો રજપૂતોના હાથે શિરચ્છેદ, તેના ધડનું યજ્ઞમાં બળીદાન, ફતેઉલ્લા મારફતે ભૈરવાચાર્યના મસ્તકની બાદશાહને ભેટ.



## અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો**–દિલ્હીમાં અલ્લાઉદ્દીનનો દરબાર, બાદશાહની બડાઈ, ખુશામતીઆની ખુશામત, રજપૂતો તરફથી ફતેઉલ્લા મારફત મુફલીસખાનના માથાની બાદશાહને ભેટ, બાદશાહનો ઉગ્રકોપ, ચિતોડને ભસ્મીભૂત કરવાની પ્રતિજ્ઞા, સરદાર સાલારજંગને લસ્કર લઇ ચિતોડપર ચઢાઈ કરવાનો હુકમ, પોતે પાછળથી મોટાં લસ્કર સાથે આવવા ફરમાન, નાચ.

**પ્રવેશ ૨ જો**–સરદાર સાલારજંગ ચિતોડની સરહદપર, રજપૂતોને છેલ્લું કહેણ, નજરાણામાં પદ્મિની ધરો યાતો લડાઈ કરો.

**પ્રવેશ ૩ જો**–પદ્મિની શોકાગ્રસ્ત, કમળાનું આશ્વાસન, રાણા ભીમસીંહનું આવવું, સતી પતિ બન્ને એકમત, બાદશાહ તરફથી સરદાર સાલારજંગે મોકલેલું છેલ્લું કહેણ, ભીમસીંહનો લડાઇ માટે તમામ રજપૂતો તૈયાર છે તેવો જવાબ. પદ્મિનીની પતિને આશિષ સાથે વિદાયગીરી.

**પ્રવેશ ૪ થો**–રાણો, રણધીર, વિજય વિગેરે રજપુત મંડળ લડાઇના વિચારમાં, ભવિષ્યના વંશ માટે રણધીરનો વિચાર, અજીત કુમારને કોઈ ગુપ્ત સ્થળે મોકલી દેવા વિજયનો નિશ્ચય અજીતકુમારની આનાકાની, છેવટે લાચારી સાથે વડીલોની આજ્ઞાનુસાર અજીતકુમારનું જવું, ભીમસીંહનું આવવું. રજપુતોને સ્વદેશસેવાનો બોધ, શુરા સામંતોની

કેસરીયાં કરી રણસંગ્રામ તરફ વિદાયગીરી, શુરી ક્ષત્રાણીઓની કેસરીયાં કપડાં આપી વિજયમાળ પહેરાવી રણરંગમાં રમવા પોતના સ્વામિઓને આશિષ.

**પ્રવેશ ૫ મો**–ચિતોડનો કિલ્લો, બાદશાહનું લશ્કર, કિલ્લામાંથી નીકળી આવતા રજપૂતો, પરસ્પર લડાઈ, રાણા લખમસીંહ' રણધીર, વિજય વિગેરેનું રણમાં પડવું, તોપથી કિલ્લાનો નાશ. શહેરના રસ્તામાં ભીમસીંહ, પદ્મિનીનું સમશેર લઇ તેની વ્હારે આવવું. પદ્મિનીને સમજાવી તમામ ક્ષત્રાણીઓને સતી થવા જનાના તરફ મોકલવી, મુસલમાન લશ્કરનો ધસારો. ભીમસીંહનો યુદ્ધમાં અંત, મુસલમાનોની જીત, બાદશાહની પદ્મિની માટે આતુરતા, પદ્મિની વિગેરે તમામ ક્ષત્રાણીઓનું ચિતામાં પડવું, બાદશાહ નિરાશ, ગુપ્ત સ્થળે ગએલ સૂર્યવંશના અંશ અજીતકુમારનું આવવું, પોતાના પૂર્વજોનું વેર લેવાની પ્રતિજ્ઞા. છેવટે સ્વદેશ સેવા તથા સતીઓના શિયળ માટે રણશૈય્યામાં સુતેલા શુરા રજપૂતોનું સ્વર્ગમાં સજોડે દર્શન. બાદશાહની વિસ્મયતા.

ટેબ્લો.

—સમાપ્ત—

# મુખ્ય પાત્રોનાં નામ.

## પુરૂષ વર્ગ.

| | |
|---|---|
| અલ્લાઉદ્દીન ... ... ... | દીલ્હીનો બાદશાહ. |
| મુફ્લીસખાન ... ... ... | બેગમનો આશક પાછળથી ભૈરવાચાર્ય પુજારી. |
| સાલારજંગ ... ... ... | યવન સરદાર. |
| લખમસીંહ ... ... ... | ચિતોડનો રાણો. |
| ભીમસીંહ ... ... ... | રાણાનો કાકો. |
| રણધીર ... ... ... | સેનાપતિ. |
| વિજયસીંહ ... ... ... | બ્હાદુર યોધ્ધો અને કમળાનો પતિ. |
| અજીત ... ... ... | રાણાનો પાટવી કુમાર. |
| ફ્તેઉલ્લા ... ... ... | બેગમનો બેવકુફ નોકર ભૈરવાચાર્યનો શિષ્ય. |

## સ્ત્રી વર્ગ.

| | |
|---|---|
| પદ્મિની ... ... ... ... | રાણા ભીમસીંહની રાણી. |
| રાણી ... ... ... ... | રાણા લખમસીંહની. |
| કમળા ... . ... ... ... | રાણા લખમસીંહની કુંવરી. અને વિજયસીંહની સ્ત્રી. |
| બેગમ ... ... ... ... | અલ્લાઉદ્દીનની. |

સ્થળ—દીલ્લી, ચિતોડ અને પાસેનું જંગલ.

દરબારીઓ, નાચનારીઓ, સિપાઇઓ વિગેરે વિગેરે.

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવીન.

# સતી પદ્મિની

## નાટકનાં ગાયનો.



### મંગળાચરણ.

સુત્રધાર—

શાંતિદાતા નામું શિવ શિવ માર્ગ આપનારા,
કાપનારા પાપ તાપ વ શ્રાપ સર્વ તનના;
નવિન કૃતિ આ નવિન રંગ
નિરખી વ્યાપે અંગો અંગ
શાંતિ અચલ વિમલ વિરમી વિકલ્પ તર્ક મનના—

નેપથ્ય—

રૂમઝુમ સાહેલી સલોની પીયારી

નટી—

ક્યાં તે ક્ષત્રી વીર જે ગર્જ્યા સિંહ સમા રણમાં
આજ નામપર સિંહ લગાવી ઝુલતા પારણમાં

શૌર્ય હીન નિર્માલ્ય—
રાજપુત પતિત હીન કંગાલ
ક્ષત્રી સુત ભ્રષ્ટ નષ્ટ બેહાલ
વીર લક્ષ્મીથી શોભિત અંગે નહી કોઇ નૃપ શુરા
બાજુ પોંચીયો જડાવ પહેરી હીરા મોતી લાલ
રમણી રમણુ રસમાં પુરા—

સાહેલીઓ— ૧

રૂમઝુમ સાહેલી સલોની પીયારી
મટકી ગગરીયાં ભરકર શિર ધરો
પનઘટ આવો તુમ સારીયાં
રૂમઝુમ બદરી બિરહકી બરસન લાગી આજ
જરત મરત હું નાથજી રખીઓ હમારી લાજ
આવો સારી પ્રેમ દુલારી ઘુંઘટ ઝટપટ ખોલ
હમ વારીયાં હો નિસારીયાં—
પીયા તીહાંરે ઠાડહે, કબસે તોરે આસ
દુઃખ દરદ સબ દુરહો આવો હમરે પાસ—

બેગમ-સાહેલીઓ— ૨

દીલ મીલ ચલીયે મોહનીયાં પ્યારી
મોહનીયાં પ્યારી સોહનીયાં સારી

જુઈ ચંબેલી સખીયાં ચુનત હય ગુલાબ ચુનત હે
શાહકી પ્યારી
સયરે ચમન મોહે જહેર લગત હય ઓર જરત હય
જાન હમારી
જાન હમારી પુકત હય સારી

બેગમ— ૩

મોરે બાંકે સીપઇયાં ન મારોરે કટરીયાં
ન મારોરે કટરીયાં ચલ આવરે અટરીયાં
પઇયાં પરૂં તોરે કહું કરજોરરે
ધરધર ધરકત હે છતીયાં પીયા જીયા ના સતાઓરે
જીયા ના જલાઓરે
સાવરીઆ સલુના ન મારોરે નજરીયાં

બેગમ— ૪

કુછ ઉલફતકી ખુબી આશક જાને હુવસી જાને કયા
હુવસી જાને કયા ભલા ઉસે હુવસી જાને કયા
આશકો માશુક દોનોંકે દિલમેં, હો બેકસરી બરીજો
વસ્લકી લજ્જત હો દોનો તરફકો બરાબર આગ લગે
ઓર હી માશુક મેરા હય દીલબર, ચાહકી ઓર પરીજો
ઈશ્વર માનો હય દીલકા મિલના દોનોંકી દોહો જગે—

બેગમ— ૫

જાઓ જાઓ જાઓ જાઓ પીયારે પીયારે મોરે
કોઇ ઈધર આયગા ભટકતો નાહક સરખો પટક
તેરી હોવેગી રૂસવાઇ
બીનતી કરત તોસે—

દરબારીઓ— ૬

જય જય સૂર્યવંશમાં નરેંદ્ર સૂર્ય અંશ
દુઃખ અંધકાર ધ્વંસનાર મહીપાલ છો–દીવ્ય–
પ્રજાજન રંજનાર દુષ્ટોને નિકંદનાર
વંદનાર એક લિંગ ઈષ્ટને દયાળ છો–રાજવી–
નરોમાં નરેંદ્રમણી સુરોના સુરેંદ્રમણી
શિશોદીયા વંશમાં વિશુદ્ધમણી માળ છો–વિશુ–

ગરબો.

કુમળા–સાહેલીઓ— ૭

વાગી જોને વીર હાક રણુ જંગમાં
જાગી જોરે બાળા સુતી ભવનમાં
સ્વામિજી ઘોડીલે સવાર સીધાવતાં જાગીરે—
કેસર ભીના જોઇ કંથને કંઈ બાળા જોબનમાં
અંતરમાં પડી ઉંડી ફાલ સીધાવતાં જાગીરે—

પ્રેમ ભરી રસ રંગની વાતમાં, શાંતિ સુખે ભરી રાત વિતાવી
હાય એ રંગમાં ભંગ પડાવવા શોક્ય પ્રભાત ઉતાવળી આવી
અંબર અંગપરે સજની અતિ અંતરથી બની બાવરી બાળા
નાથ જશો નવ નાથ જશો કહી સ્તબ્ધ બની રહી મુગ્ધ
મરાળા

અંતર દુઃખની વાતરે જાણે કોણ અંતર દુઃખની વાત
જેને વીતી તે જાણે સંસારમાં બીજા સૌ તાળી દે હાથરે—
અંબર આંસુથી ભીંજવતી રજ અંતર નાથથી ના પડશોજી
અંબર અંગના અંગ તણા ધરઉંબરથી નવ દુર થશોજી
અંબર પાથરી આપને વિનવું, અમર આશ ન તોડી જશોજી
ઉમર બાળી તમારી પિયુ અમ ઉમર બાળી નહીં કરશોજી
આતો મારા સૌભાગ્યના શણગાર પેર્યા ન ઉતારશો રે રાજ
આતો મારાં સૌભાગ્ય કંકણુ સાર
સ્વામિ મારા હીરા મોતી તણા હાર અંગાર ન બાળશોરે
કોને કહું ને કોણ સાંભળે રે, મારા વિયોગ દુઃખની વાતરે
જાણે કોણ અંતર દુઃખની દાઝ
જેને કહીએ તે હસી હસી કાઢે, કુવાની છાંય કુવામાંજ જાણે

વિજય-કમળા— ૮

લીન બની દીન બની પ્રેમના પ્રભાવે
ચંચળ ચપળા મેઘ વિષે રહી લીન—જેવી ચંચળ

ધન વૈભવ તન સુખ સમૃદ્ધિ આપ ચરણુમેં સર્વ સમર્પી
બીજી નવ આશ રતિ મળ્યા ઈચ્છિત પતિ
માન્યામેં લક્ષ્મી પતિ થઈ સૌભાગ્ય વતિ—
ધન યૌવન સુખ સાધન મારૂં, પ્રાણ પ્રિયા ગણું સર્વ
તમારૂં
રતિવર પ્રાણ રતિ ખીલી મુજ ભાગ્ય રતિ
પતિ પ્રીતિ પામી સતી રહો સૌભાગ્યવતિ—

ભિમસિંહ-બાદશાહ— ૯

જા જા યવન અહીંથી જા
સતીને સ્પર્શતાં જાણ જાશે જાન—
બોલ બહુ શું ગર્વી ગરજી
નવ જાણે પાદશાહને
સિંહ મુચ્છ વાળ લેવા મ્હાયરે ખળરે
સર્પ શિરમણી ચાહ્ય શું
લઈશ એમ ન માન સહુ હિંદવાણુ વળી તુજ પ્રાણ
છટ જારે દુર થાને—

રજપુત લશ્કર— ૧૦

ચાલો બહાદુરો હિંમત હાથ ધરી
કાપો શત્રુના શસ્ત્રથી શિર ધરી

આપો ભોગ ભવાનીને હોંશ ભરી
કરો એ દુષ્ટોને ઠાર ઠાર
વીર ક્ષત્રીઓનું પુર શુર
ચમકાવો બાપ દાદા તણુ નુર
ઘુમો રણે થઇ ઘેલા તુર
મારો એ પાપીને ઠાર ઠાર



# અંક બીજો.

ભૈરવાચાર્ય— ૧૧

કેવો હું પાખંડી પુરો પાખંડ પુજાઉં છું
માંહો માંહે ક્ષત્રીઓને કેવા હું લડાવું છું
પાખંડ વિનાનો નર ખરોખર માનવો
દંભને દમામ પુર સ્વાર્થ સાધવામાં શુર
ફાટ ફુટ, સાચ જુઠ, લુંટ ઝુંઠ, કર્મ ફુટ,
કંઈકના ઉતારૂં નુર—
રણ યજ્ઞમાં જરૂર શત્રુઓ કરાવું ચુર
આમ તેમ તેમ આમ છળભેદ તણું કામ
જંગી જંગ બહાદુર—

દેવીવાણી— ૧૨

રે મુંઢ જો વિજયની મન આશ ધારે
દે બાર પુત્ર બલીદાન મને સવારે
ને એક સ્રી કમલની ઉપમાજ વાળી
દે દાનમાં કુળવતી રૂધીરે પખાળી

રણધીર— ૧૩

સૂર્યવંશી પૂર્વવંશને આપ અંતરમાં સ્મરો
ત્યાગી વૈભવ રાન ભટક્યા રામનીતિ દીલ ધરો.

સત્યવાદી અવધ પતિની હામને હૈયે ધરો
પત્નિ સુત ને પ્રાણ જાતાં સત્યથી જે ના ચળ્યો
દેશ ભક્તિ કંઈ વિચારો સમરસિંહને સંગની
તુર્ક સંગે જંગમાંના ધારી પંરવા અંગની
સૂર્યવંશી શિરમણીને શોક કરવો ના ઘટે
ભાવિ જે લખ્યું ભાગ્યમાં તે કોઈ કાળે ના મટે

કમળા— ૧૪

હાંરે કોઈ વાલમને લેઇ આવોને
હાં મને છેલા રંગીલા મેળાવો
જુલ્મી જુવાની આ હાય દિવાની
લલિત વિલાસી એ વાલમ વિના
રજની અંધારી હા લાગે નકારી
ચતુર ચકોરીને ચંદ્ર વિના
હાય બળી હું હાય બળી હું
પિયુ પિયુ તનથી તલસી રહી—

સાહેલી— ૧૫

અંગમાં અનંગ વસે, વિકસે નયન રસે
મંદમંદ મુખ હસેરે સજની મારી
ઉર રસે ઉભરાયે ઉરજ ઉન્નત થાય

કંચુકી કસ કસાયરે—
સ્ફુરિત રોમાંચ થાય, અધરોષ્ઠ કંપાય
તનુ લજ્જા નત થાયરે—
વિકલ અંગપર સ્વેદના બિંદુ લાગે ગાલ
માનસ સર મુક્તામણી ચુમે માની મરાલ
રસિક સુહંસ મળે મન અર્થ સર્વ ફળે
શાંતિ સર્વાંગે વળેરે

કુમળા— ૧૬

પ્રિયતમ દરશનને તલસી રહી
તલસી રહી હા તરશી રહી
મુખ દરશી રહીરે
નજરે પ્રીયં નિરખી રહી—
સજીવન મુર્તિ દિલ દરપણમાં
દિવ્ય રૂપ ધરી રાજી રહીરે
અસલ નજીક આ નકલ નકામી
જોઇ જોઈ દિલ દાઝી રહીરે
પ્યાર પ્યાર ધુન લાગી રહીરે—

કુમળા-સાહેલીઓ— ૧૭

પ્રીતિ રસે ભરી પ્રેમદા વેલી પ્રિતમ પાસ જનારી
પુલે ફૂળે ફૂળી ગર્વથી ઘેલી મોહ મદે ઝુલનારી

પ્રિય વસંત પ્રસંગ પ્રિતમ સંગ તુ ખીલનારી
જાઓ કંઈ શરમાઓ નહી બનો છેક શું બેશરમાળી
શરમ ધરમ સ્વામિની શરણુ તજશો બાળા બાળી
હા હા જ થશો ના ઈલાજ, શાની ધરો લાજ
અરે બાઇ છેક શું આવી મને શરમાવી
નાંખો અકળાવી ઉડાવી બનાવી–

બેગમ— ૧૮

પ્રેમ તણી નવ પરી સીમા, જગ બધું પ્રેમાધીન,
પ્રેમ વસે ત્યાં નેમના, વીર બન્યા કંઇ દીન,
ભાવી શું આ નસીબે લખ્યું, વીચારૂં આજ—ભાવી૦
જે પલંગે પોઢનારી, તે પગે થઇ ચાલનારી
હાથી હોદે બેસનારી, તે પગે થઈ ચાલનારી
કર્મની ગતિ શી છે ન્યારી, પ્રેમે બની તારાજ—ભાવી૦

બેગમ-ભૈરવા— ૧૯

અધર્મી પાપી તુને ધિકકાર છે હજારવાર
નફ્ટ નિર્લજ નાદાન
તું અધમ અપાર, જા ખુની ચંડાલ
મારૂં ઠાર—
ખુની તું નીચ નાદાન ચંડાલ

એવફા છે તુજને લાખો ફીટકાર
નિમક હરામ જા તું પાપી આવાર

કમળા— ૨૦

ક્યારે મળી પ્રેમ ભરી સરિતા સાગરને
લલિત લેહરીથી ઉછલી થશે શાન્ત
ક્યારે બળી ઘેલી આ ચકોરી વ્યાકુલ થઈ
એક ચિતે રહી નિરખી ચંદ્રકાંત
લલિતદષ્ટિ અમીની વૃષ્ટિ
કરે કદાપિ જો કમળ કાન્ત
દિન આનંદના જાય તરંગમાં, પ્રિતમ સંગમાં–વાલમથી
હસી હસી મળી કરીશું પ્રેમની વાત–

લખ-વિજય— ૨૧

રાજવી શું વચન વદતા આપ અવિચારી બની
તાપકારી શાંતિ હારી (શું) ભ્રષ્ટ મતિ થઇ આપની
શું બોલરે નાદાન પલમાં માન મોડું તાહારૂં
તું તુચ્છ નર હું નરપતિ અપમાન કર શું માહારૂં
નાના નહિં હે નરપતિ નિરવંશ કરતા કુળના
છો કાળ રાહુ તુલ્ય આ રવિવંશ લાંછન ભુલના
ચુપરે ચંડાલ નહિંતર કાલ તારો હું કરૂં

શસ્ત્રથી શિર છેદ કરીને પ્રાણુ તારા સંહરૂ
સંહારતા આ વીરને સંહાર કન્યાનો કરો
થઇ રાજવી બ્યંડલ તમે કોમળ કુમારી સંહરો

વિજય— ૨૨

થઇ આ શું ક્ષત્રી મતિ વિપરીત
સાહસ કરે વિના વિચાર
કોમળ કમળ સમ હા કમળા શું
અગ્નિમાં બાળે પ્રજાળે હાહા
મળે કદી એથી વિજય શું
અરે આતે કેવી અધમતા
વિજય તો સર્વદા
ક્ષત્રી નરવીર ભુજબલમાં
સૂચવે આ દેશતણી નિરબળતા

બેગમ— ૨૩

જાલીમ જલ્લાદ કૈસા બેદાદ ઐસા ઉસ્તાદ
બડા આજાદ કીયા બરબાદ—
પ્યાર પ્યારસે ખ્વાર કીતને આરાબાર કીતને
ફીરતે હય બેચારે મારે હોકર આવારે સારે તોબા તોબા પુકારે
પ્યારકે હે બીમાર કીતને ઇશ્કમે લાચાર કીતને

આશુકપે તન મન વારે ફીરતે હુય લાખોં બિચારે
હરદમ દીલમે દીલદારે
કઠીન પ્રીતકી રીત હુય, કોઇ ન દીજો દીલ;
વરના જગમે જાન હૈ, ખાકમે જાયગા મીલ.

વિજય— ૨૪

લલિત લલના બાળ વયમાં યજ્ઞમાં હોમાયશું
કદળી કુમળી શસ્ત્ર ઘાતે હાયરે છુંદાય શું
કનકવેલી વજ્ર પાતે શાખ બળીને થાય શું
આવી અચાનક બાળ હરિણી સિંહ ક્રૂર ગ્રાસમાં
પાપી પ્રપંચી ક્રુર હિંસક પારધીના પાસમાં
શીઘ્ર હું જઇને બચાવું પાપીને તત્કાળ મારૂં
જુલ્મ આ સહેવાય શું—

કુમળા— ૨૫

તન અરપણ કરૂં તુલજા માઈ
તું વરશી છો તરૂણ રૂધીરની
લેલે જીવરે જોગીણી ઝટ લઈ
દુષ્ટ દયાહીણ નિર્દય દેવી
શું આમ તું શાંક રીબાવે રહી રહી—
વીર વિજય વિણ વિકળ વિયોગી
આ બાળીને કાળી સંહાર ઝટ લઈ



# અંક ત્રીજો.

દરબારીઓ— ૨૬

રખે દાવર દાદાર રાજ સરતાજ
તેરા નુરાની ઓદાની ગ્યાની સુલતાની તેરી હમપે મહેરબાની
તુંહી સરતાજ હય હમ મહોતાજ હય
રાજતાજ તેરા કાયમ આલમમેં હે તેરા શોહ શાહો
અશામત દુની શૌકત રખે પરવર લાજ આજ તેરી હો સુબહાન

કમળા— ૨૭

ચિંતાને પરહરી મનથી ધીરજ ધરી ઈશ્વરપર આધારજ ધારો
પ્રભુને શરણુ રહી સુખ દુઃખ અંગે સહી ઈશ્વર ઇચ્છા સ્વિકારો
આવ્યા સૌ વિઘ્ન વળશે સંકટ ટળશે શાંતિથી કાળ વિતાવો
હું મારૂં વ્યર્થ માની કરવીશે ગ્લાની કરશેશું જીવ બિચારો
આશા તંતુપર ચઢતાં જીવ કરોળીઓ આખર છે પડનારો

પદ૦-ભીમ— ૨૮

પુરો સકળ સફળ પ્રભુ મનસા
વિજય થાઓ રણે એવી અભિલાષા—

શિયળ રતન સતી જાળવી જતનથી
કદી ન પતિત થશો પાપીના પ્રસંગથી
સતી આ કદીના ચળશે શિયળથી

અજીત— ૨૯

નવ સમજો પિતાજી હું અજ્ઞાન બાળ
રીપુ દળ બળ હરી રણુયશ લઉંવરી
વહેવરાવું રણુ રૂધીર ધાર—
સમર ભુમિને ગરજાવું હું સિંહબાળ
કરીશ હસ્તિદળ કુંભકાળ હું
અસિકર ધરીને રણુ ન તજું વીર તનહુ
કરો નહિં હા લાચાર

સામંતા— ૩૦

શુરાઓ આવી જવે વેળા હવે
આશિષ લઇને ચાલો સૌ શુર હિંમત ધારીને ત્યાં
અરિ દળને સંહારો અરિ રૂધિરે તૃપ્તિ મળે
એજ અભિલાષા ભરો, આસન પરથી અરિને પકડો
પટકી ભુમીપર નાંખો—

સિંહ સમા ગરજી રણુમાં, ન્હાવો રૂધિરના સાગરમાં
રણુ રમણી સહ લ્યો લાવો, શૌર્ય વીર સૌ બતલાવો
પામર અરિ દળને દળવા, સ્વર્ગે સુર રમણી વરવા
સંહારો એ શત્રુઓને, જય માળા આ શિર ધારો–



# Tribhovandas Doolabhdas,

# JARIWALA.

*Rampoora-SURAT.*

## જરીવાલા, ત્રીભોવનદાસ દુલ્લભદાસ

ઠેઠ રામપુરા, સુરત.

હમારે ત્યાં દરેક જાતનો જરી માલ જેવો કે જીકની તથા સલમાની ફેન્સી ફીટ, ગામઠી ફેન્સી ઇસ્ટામબોલી, કાટાની ગુથેલી ફીટ, મુગલાઈ ફીટ, લેસ, કોરના બંદલો, બનારસી સાડી, શાફા, તાશ, જીક, ટીકી, કશબ, બાદલો, જીકની કટાઉ કોરો, તથા કંઠા તથા બુટીઓ, કીનારી, ગોટા, ઝાલર, ચંપો, વીગેરે જરી માલ બનાવનાર તથા વેચનાર અને બહાર ગામના ઓરડર ઉપર પુરતું ધ્યાન આપી બનાવી મોકલી આપવામાં આવે છે.